ઉપર ધ્યાન આપ્યું તેમ માધ્યમિક અને ઉચ્ચ કેળવણી ઉપર પણ આપે. માધ્યમિક કેળવણી (secondary education) એ કેળવણીના શરીરનો પૃષ્ઠવંશ (backbone) યાને કરોડ છે અને એ મ્હોટાં ગામ અને મધ્યમ કદના શહેરોને, અને મ્હોટાં શહેરોની બીજી અને ત્રીજી શ્રેણીની જનતાને બહુ ઉપયોગી છે જેમ અભ્યાસક્રમની સાદાઈ એ પ્રાથમિક કેળવણીમાં આવશ્યક ગુણ છે તેમ વૈવિધ્ય એ માધ્યમિક કેળવણીમાં બહુ જરૂરનુ છે ગામડાંના જીવન કરતાં શહેરોનુ જીવન વધારે સંકુલ અને વિવિધતાભર્યું છે તેમ તેની કેળવણી પણ વધારે ગૂથાએલી અને વિવિધતાભરી હોવી જોઈએ ન્હાનાં ગામડાંની હાલની સ્થિતિ સુધારીને સુખી ગામડાં ઉપજાવીએ એટલુ બસ નથી ગામડાંની વિકાસદિશા મ્હોટુ ગામ, ન્હાનુ શહેર, સામાન્ય શહેર, અને મ્હાટી નગરી—એ જ છે બેશક એથી ગામડાં પોતાની સાદાઈનો લાભ ખોઈ શહેરનાં સકંટ વ્હોરશે, પણ એ પરિણામ જેમ બને તેમ ઓછું હાનિકારક થાય એ જ પ્રયત્ન આપણે કરવો જોઈએ વિકાસક્રમની સ્વાભાવિક દિશા, જે પ્રકૃતિએ નિર્મી મૂકી છે તેમાં આપણે કાંઈ ફેરફાર કરી શકીએ એમ નથી

કેટલુક વિષયાન્તર થયું, પણ પ્રાથમિક કેળવણીથી ભિન્ન માધ્યમિક કેળવણીની આવશ્યકતા અને એનુ સ્વરૂપ બતાવવા માટે એટલુ વિષયાન્તર આવશ્યક હતુ આ માધ્યમિક યાને દ્વિતીય શ્રેણિની રચના કલ્પવી કઠણ નથી અમે ઉપર કહ્યું તેમ પ્રાથમિક કેળવણીને વર્ધા કમિટીની ભલામણ કરતાં વધારે સાદી બનાવતાં જે અવશેષ રહે તે, અને જે નૂતન વિશેષ આ બીજી શ્રેણી માટે આવશ્યક છે તે —એ બે, અવશેષ અને વિશેષ, મેળવીને બીજી શ્રેણી [માધ્યમિક શિક્ષણ) રચવી જોઈએ

ત્રીજી શ્રેણી—ઉચ્ચ શિક્ષણની—એ તો દેશની ઉત્તમ બુદ્ધિ અને આર્થિક અનુકૂળતાવાળા આપણા દેશબન્ધુઓ માટે છે પણ એણે એનું જુદુ સ્વર્ગ રચવાનુ નથી. કિંતુ દેશની તાત્કાલિક જરૂરિયાત

અને ગૈણલિક હિત અને ઉપર ઉચ્ચ અને વિશાળ દૃષ્ટિથી જોવું જોવાનું છે અને તેથી અમે ઉચ્ચ શિક્ષણમાં 'ડિગ્રી' અને 'ડિપ્લોમા' એવા ઊંચા–નીચા બે પ્રકાર ઇચ્છીએ છીએ. માધ્યમિક કેળવણીમાં જે પાયો નખાયો છે તેના ઉપર બે જાતની ઇમારત થઈ—એક ગગનચુમ્બી મહેલ, અને બીજી રહેવા લાયક સારો બંગલો. હિન્દુસ્થાનની સર્વ યુનિવર્સિટિઓની 'સાયન્સ' અને 'ટેકનોલોજી' કૉલેજોમાં જે એક ખાસ યોજના દાખલ કરવાની જરૂર છે તે આ ઉપર બતાવેલી ડિગ્રી અને ડિપ્લોમાની વિવિધ યોજના છે. આ ઉપરાંત, યુનિવર્સિટિના બીજા અભ્યાસક્રમમાં પણ બહુ ફેરફાર કરવાની જરૂર છે. આ ફેરફાર માટે એક જ સૂત્ર અવલમ્બીને ચાલવું બસ થશે. રાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુ અને માનવતાની ભાવના. એ આપણું સૂત્ર. આપણા દેશનું સાહિત્ય, આપણો ઇતિહાસ, આપણું અર્થશાસ્ત્ર વિશિષ્ટતાવાળાં છે, અને એ સર્વને મૂકીને અંગ્રેજી સાહિત્ય, અંગ્રેજ ઇતિહાસકારોએ લખેલો ઇતિહાસ, અને યાન્ત્રિક ઉદ્યોગ અને પરાક્રમણ (પર ઉપર આક્રમણ) ઉપર રચાએલું અર્થશાસ્ત્ર—એ સર્વ આપણાં શી રીતે હોઈ શકે કે થઈ શકે? અને જે વિદ્યા આપણી નથી એ વિદ્યા તે બહારનો કચરો જ છે એ આપણી નસોનું રુધિર કે આપણા જીવનનો પ્રાણ કેમ કહેવાય? અને જે વિદ્યા એટલી ઊંડી નથી જતી તે વિદ્યા નથી. અહીં તો ઉદાહરણ માટે થોડા વિષયો લીધા, બાકી, રાષ્ટ્રીય યુનિવર્સિટિની રચના કરવાનું બીડીું હાથમાં લે તો સહજ રીતે ઘણા વિષયો જે અત્યારે મુંબઈ યુનિવર્સિટિમાં શીખવાતા જ નથી અથવા તો ગૌણ સ્થાને પડ્યા છે એમને એક નવી આદર્શરૂપ યુનિવર્સિટિમાં યોગ્ય સ્થાન આપી શકાય. અને તે માટે અમે તો આપણીજને એક ગુજરાત યુનિવર્સિટિ સ્થાપવાની ભલામણ કરીએ છીએ. બનારસ હિન્દુ યુનિ-વર્સિટિ સ્થપાઈ ત્યારે તેને બ્રિટિશ રાજ્યકર્તાઓ પાસેથી સ્વીકાર મેળવવાનો હતો, અને તે વખતે જો કે

લૉર્ડ હાર્ડિંગ જેવા ઉદાર વાઇસરૉય આદીએ હતા તથાપિ એકદમ પરિવર્તન પામેલુ યુનિવર્સિટિનું સ્વરૂપ એમને પણ માન્ય થાય નહિ, તેથી એના સ્થાપકોને જૂજ ફેરફાર સાથે અલ્લાહાબાદ યુનિવર્સિટિની નિયમાવલિ અને અભ્યાસક્રમમાંથી ઘણુ લેવુ પડ્યુ હતું તથાપિ તે વખત સુધી જે પગલું હિન્દુસ્થાનની બીજી કોઈ પણ યુનિવર્સિટિમાં ભરવામાં આવ્યું નહોતું તે ભરવાનુ અને બીજી યુનિવર્સિટિઓને માર્ગ સુઝાડવાનુ—યુનિવર્સિટિમાં ટેકનોલોજી (Technology) યાને ઔદ્યોગિક શિક્ષણ દાખલ કરવાનું—માન પંડિત માલવીયાજીને છે ત્યાર પછી અત્યારે વિદ્યાર્થીઓની બેકારી અટકાવવા બીજી કેટલીક યુનિવર્સિટિઓએ એ જ માર્ગે પગલાં ભરવા માંડ્યાં છે, અને દેશાભિમાન અને દેશભક્તિના કેટલાક વિષયો—જેમકે પ્રાચીન ભારતની સસ્કૃતિ' વગેરે બનારસ હિન્દુ યુનિવર્સિટિઓને પગલે ચાલી દાખલ કર્યા છે પરંતુ વીસ વર્ષ ઉપર જે પં માલવીયાજી માટે અશક્ય હતું તે અત્યારે મ. ગાંધીજી માટે શક્ય છે બનારસ હિન્દુ યુનિવર્સિટિ સ્થપાઈ ત્યાર પછી ગંગાનાં નીર ઘણાં વહી ગયાં છે, અને આજ દેશે નવુ જ રૂપ ધારણ કર્યું છે: એના વિચારો (Ideas) બદલાયા છે એની ભાવનાઓ (Ideals) બદલાઈ છે એનુ રાજ્યતન્ત્ર નવુ જ શરીર ધારણ કરી ઊભુ છે તે વખતે જૂની ઢબની યુનિવર્સિટિઓ કેટલો વખત પ્રજાના જીવન સાથે સંગત રહેશે?

આ નવો જમાનો ગાંધીજીનું બાળક છે, અને એ બાળકને ઉછેરવાનું ધાત્રીકર્મ એમને જ શિર છે એટલું એમને સ્મરણ આપવાની અમે ધૃષ્ટતા કરીએ છીએ.

[વસંત: વર્ષ ૩૭, અંક ૧ માઘ–ચૈત્ર, સં ૧૯૯૪]

## યુનિવર્સિટિના શિક્ષિતજનો

"I took a last moment decision to spend Whitsuntide in Kerry In the dining-car between Paddington and Newport I found myself facing two young men, whose talk made it clear that they, too were 'getting away They were juniors in the office of one of Greater London's boroughs—one an accountant, the other speci alising on rating The talk turned to the value of a University education They were glad that it had not been forced on them; it was no help to most men In the council's offices only two men, both juniors, were graduates they were 'not much good' and would never get to the top. The clerk to the borough Council the surveyor the medical officer, and so on, none had been to a University If a boy was to be any good he must start, as they did at seventeen, they agreed, however that he might perhaps gain by going to a Univerity after two years'